# જૂનાગઢમાં હિન્દુ કોમ ઉપર નવો અત્યાચાર

**વેરાવળ ખુન કેસ પાછળનું કૌભાંડ !**

વેરાવળ ખુન કેસના નામે મશહુર થએલા પ્રકરણમાં જુનાગઢ રાજ્યની હિન્દુ કોમ ઉપર નવો અત્યાચાર આચરવામાં [illegible] પોલીસ તે ખુનના ખુનીને શોધી શકી નથી [illegible] હિન્દુ મુસ્લીમ [illegible] [illegible] હિન્દુ બાવાને માથે એ આળ ઓઢાડવાનું કૌભાંડ રચાય છે. [illegible] પોલીસનો આ કેસ અસાધારણ છે એમ માનવાં છતાં, તેના ઉપર પુરેપુરું લક્ષ આપ્યા વિના સેશન્સ જજ પોલીસ કેસ માનવા તરફ દોરવાઈ જાય છે, અને એકને ફાંસી અને છને જન્મટીપની સજા ફટકારે છે. આ આખા ભયંકર પ્રકરણ સંબંધમાં 'સૌરાષ્ટ્ર' પત્રે, એ કેસને લગતા અને અદાલતના તમામ કાગળોનો બરાબર અભ્યાસ કરી, સ્થાનિક જગ્યાની ખાસ પ્રતિનિધિ પાસે ચોકસી કરાવી, એક લેખમાળા પ્રગટ કરી છે. તે લેખમાળા આ પાછળનાં પૃષ્ઠો ઉપર પ્રસિદ્ધ કરવામાં આવે છે.

# જૂનાગઢમાં હિન્દુ કોમ ઉપર નવો અત્યાચાર

## વેરાવળ ખુન કેસ પાછળનું કૌભાંડ

વેરાવળ ખુન કેસના નામે મશહુર થયેલા પ્રકરણમાં જુનાગઢ રાજ્યની હિન્દુ કોમ ઉપર નવો અત્યાચાર આચરાયો છે. વેરાવળમાં આ[illegible] [illegible]નું ખુન થયું છે. પોલીસ તે ખુનના ખુનીને શોધી શકતી નથી. એટલે હિન્દુ મુસ્લીમ વૈમનસ્યનો લાભ લઇને એક હિન્દુ બાવાને માથે એ આળ ઓઢાડવાનું કૌભાંડ રચાય છે. અને પોલીસનો આ કેસ અસાધારણ છે એમ માનવાં છતાં, તેના ઉપર પૂરેપૂરૂં લક્ષ આપ્યા વિના સેશન્સ જજ પોલીસ કેસ માનવા તરફ દોરવાઇ જાય છે, અને એકને ફાંસી અને છને જન્મટીપની સજા ફટકારે છે. આ આખા ભયંકર પ્રકરણ સંબંધમાં 'સૌરાષ્ટ્ર' પત્રે, એ કેસને લગતા બન્ને અદાલતના તમામ કાગળોનો બરાબર અભ્યાસ કરી, સ્થાનિક જગ્યાની ખાસ પ્રતિનિધિ પાસે ચોકસી કરાવી, એક લેખમાળા પ્રગટ કરી છે. તે લેખમાળા આ પાછળનાં પૃષ્ઠો ઉપર પ્રસિદ્ધ કરવામાં આવે છે.

# જુનાગઢમાં નવો અત્યાચાર

## જૂનાગઢનું આજ લગીનું વફાદાર વકીલ મંડળ પણ ખળભળી ઉઠયું છે
## વેરાવળની હિન્દુ પ્રજા ખૂબ દુભાઇને હીજરત કરવાનું વિચારી રહી છે

[ 'સૌરાષ્ટ્ર'ના પુનઃપ્રકાશનના પ્રારંભમાં જ, જૂનાગઢમાં ન્યાયને નામે અપાનારી દિલ કમકમાવનારી આહૂતિના વર્તમાન મળ્યા છે. એના ઉંડાણમાં ઉતરવા પૂરતું સાહિત્ય હજી અમને હસ્તગત થયું નથી. અત્યારે તો અમારા જૂનાગઢના પ્રતિનિધિનો વૃત્તાંત માત્ર જ અમે પ્રકટ કરીએ છીએ. પરંતુ આ આખી વસ્તુનો પૂરો અભ્યાસ કરી તેની વિસ્તૃત છણાવટ અને સમાલોચના આવતા અંકથી શરૂ કરવાનું અમે નક્કી કર્યું છે. દરમિયાન આ નીચે પ્રકટ થતો વૃત્તાંત આ વસ્તુ સંબંધી ઠીક ખ્યાલ આપી શકશે એમ ધારી અમે એ પ્રકટ કરીએ છીએ તંત્રી, સૌરાષ્ટ્ર ]

## ન્યાયના ઓઠા નીચે નિર્દોષની આહૂતિ

આપે હજી પૂરો શ્વાસ લીધો નહિ હોય ત્યાં તો, જૂનાગઢ રાજ્યની એક જીવનમરણની પરિસ્થિતિથી આપને વાકેફ કરવાના છે. અલબત્ત, આ પહેલાં પણ તમને આછીઅધૂરી હકિકત તો મળી ગઇ હશે. ગુસપ્રયાગના પ્રકરણ પછી આપ જુનાગઢના પ્રકરણમાં પુષ્કળ રસ લ્યો છો એમ સમજીને આપના કારાવાસમાંથી બહાર આવતાં જ જૂનાગઢ રાજ્યના ન્યાયખાતાની આ કરપીણ કથની આપને ચરણે ધરૂં છું; અને આશા રાખું છું કે ગુસપ્રયાગમાં જેટલું અંગત અને સંપૂર્ણ લક્ષ આપે આપ્યું હતું, તેટલું જ આમાં આપી જૂનાગઢની હિન્દુ પ્રજાની ઉપર એક વિશેષ ઉપકાર કરશો.

**ખૂનની તપાસ**

હકિકત એવી છે કે વેરાવળમાં એક મુસલમીન બાળકનું મુડદું મળી આવ્યું. એ જોઇ મુસ્લીમ પ્રજા ઉશ્કેરાઇ અને હિન્દુ મુસ્લીમ વૈમનસ્યના આ યુગમાં એ ખૂનનો આરોપ હિન્દુ ઉપર મૂકાતાં વાર ન લાગી. ન કોઇ સંજોગ, ન કોઇ સાક્ષી, માત્ર કોઇ ઝનૂની-કોઇ તરંગીનો તરંગ. બસ, મુસ્લીમ પ્રજાએ એ ઝંડો ઉપાડી લીધો. હજારો મુસ્લીમ ભાઇઓ એકઠા થઈ ગયા. ફોજદાર બિચારા હિન્દુ, મુસ્લીમ ટોળામાં અને આવા ગરમ વાતાવરણમાં જવાનું છતાં યે એક કલાકની અંદર જઈ પહોંચ્યા. થઇ શકે તેટલી તમામ તજવીજ અને તપાસ સંપૂર્ણપણે કરી. ફોજદાર હિન્દુ હોવાથી પૂરી અને પાકી તપાસ નથી કરી આમ કોઈ ન કહે એટલા ખાતર તેણે બધી વિગતોની તજવીજ કરી. એટલે દેખીતી રીતે જ એને સમય લાગ્યો. બપોર સુધીમાં એ પૂરૂં કર્યું. અને ડાકટરને લઇને સાંજે જવાનું ઠરાવ્યું. ત્યાં તો કોમી લાગણીનાં મોજાં ઉછળવાં લાગ્યાં. હિન્દુ ફોજદારને વિશેષ તપાસ કરવી ભારે થઇ પડી. એક કલાકની ઢીલ, અને સાંજે જઈ શકવાની અશક્તિ એ જુનાગઢના મુસ્લીમ કાર્યકરોને ગંભીર ગુન્હો લાગ્યો અને બીજે જ દિવસે એને રાજીનામું આપી ચાલ્યા જવાની ફરજ પડી. બીજા આવ્યા દાક્તર. એમને પોસ્ટમોર્ટમ કરવી જોઇએ પણ આ ઉશ્કેરણીના વાતાવરણમાં એ કામ એ કરવા જાય એટલે એનો તો જાન જ જાય. એ બિચારાએ ઉપર ઉપરથી ઇજા તપાસી મુડદું બાળવાની રજા આપી. એ પણ તુરત રજા ઉપર ચાલી ગયા, અને તુરત મૃત્યુ પામ્યા. પછી કામચલાઉ પોલીસ ઇન્સ્પેકટરે તપાસ કરી. એને કાંઇ પત્તો ન મળ્યો. પછી કાયમી પોલીસ ઇન્સ્પેકટર આવ્યા. તેમણે એ કેસ હાથમાં લીધો અને બાળકના મૃત્યુ પછી બાવીસ દિવસે તેમણે ગુનેહગારોને પકડયા. દરમિયાન સમયના આ ગાળામાં જૂનાગઢના વરિષ્ટ ન્યાયાધીશ અને મુંબાઈ ઇલ્લાકાની ધારાસભામાં પોતાના રહેઠાણ

સંબંધી જૂઠ્ઠી હકિકત જાહેર કરવાથી ( Disqualified ) નાલાયક ઠરેલા અ. અ. કાદર પોતાના ડેરા બે ત્રણ દિવસ વેરાવળ નાંખી ગયા. એ અને ઈન્સ્પેકટરની મુલાકાતો થયા જ કરતી. એ બધા પછી ગુનેહગારોને પકડવામાં આવ્યા. પોલીસના કાયદા પ્રમાણે પોલીસ ઈન્સ્પેકટરે આ ઉપયોગી સમયની ડાયરીઓ પોલીસ ઉપરીને મોકલી નહિ. સાહેદોની જુબાની લેવાને બદલે બાતમીદારો માર્ફત કામ કર્યું. અને આખો કેસ તૈયાર કર્યો.

## ભયંકર અન્યાય

કમીટીંગની વિધિ પછી સેશન્સમાં કેસ ચાલ્યો. સેશન્સ જજ તરીકે આપ જાણો છો ને કે માસ્તર કરીમ મહમદ છે. સાક્ષરી સારી કરી શકે છે એમ એ પોતે માને છે. વકીલ થયા પછી કેટલોય સમય હેડમાસ્તરી કરવી પડેલી-એમને વકીલાત કોણ આપે ? કાયદાના એવા એક અણઘડને આ કેસ મળ્યો. ગુપ્તપ્રયાગના પ્રકરણ સમયે તેઓ ત્યાં ગયેલા અને સારી પેઠે ઝનૂન બતાવી આવેલા, તે તો તમે જાણો છો. અહીંઆ તેમણે પહેલું કામ એ કર્યું કે જે રાજ્યમાં હિન્દુની વસ્તી ૮૦ ટકા અને મુસ્લીમોની ૨૦ ટકા છે, તેમાંથી ત્રણ મુસલમાન અને એક હિન્દુની જ્યુરી પસંદ કરીને પોતાના ચૂકાદાના સમર્થન માટે આગળથી પાળ કરી લીધી. ત્રણ મુસલમાન ભાઈઓએ ઠરાવ્યું કે આરોપીઓ ગુનેહગાર છે. એક હિન્દુ ભાઈએ ઠરાવ્યું કે કેસ બનાવટી છે. સેશન્સ જજ સાહેબે ખૂન સાબીત માની એક હિન્દુ સાધુને ફાંસીની સજા કરી દીધી અને એના કહેવાતા સાથીઓને જન્મટીપની સજા કરી દીધી. આ આખા કેસ વખતે જૂનાગઢનું આખું વકીલ મંડળ હાજર રહેતું. દીવાન સાહેબના ખાસ માનીતા વકીલો પણ હાજર રહેતા. ગુપ્તપ્રયાગના પ્રસંગ વખતે જે વકીલોએ દીવાન સાહેબની વતી ગુપ્તપ્રયાગના હિન્દુઓ વિરૂદ્ધ પ્રચારકાર્ય કરેલું તેઓમાંના નૃસિંહ-પ્રસાદભાઈ જેવા વૃદ્ધ પણ કળકળી ઉઠયા. જૂનાગઢના ન્યાયમાંથી અને જૂનાગઢની તટસ્થ [illegible] આજે આ કેસમાં ન્યાય મેળવવા એ વૃત્તિઓથી એમને રહ્યો સહ્યો વિશ્વાસ નાશ પામ્યો. ભાઈઓ જ સાચો પ્રયાસ કરી રહ્યા છે.

## ન્યાય કોણ તોળશે ?

હું તમને શું લખું ? વેરાવળની પ્રજા સળગી રહી છે–તે શ્રીમંત છે. પણ બ્હીક, બ્હીક, બ્હીક ! મને લખતાં શરમ આવે છે, અમારી આ નિર્માલ્યના ઉપર. તે ઘેર બેઠાં વિચારી રહી છે કે જૂનાગઢ રાજ્ય છોડવું, છતાં એવું જાહેર કરતાં બ્હીએ છે. બેરીસ્ટર ની સુટમેર કેસ માટે જતા ત્યારે તેમને ઉતારો આપવામાં પણ લોકો ડરતા. તેની પાસે જતાં પણ લોકો ડરતા. આટલી તો અમારી નિરાધારી છે

વળી કેસ પેલા જૂઠ્ઠી જુબાની આપી આવનારા મુસ્લીમ વરિષ્ટ ન્યાયાધીશ પાસે ચાલનારો છે. તેઓ તો આ કેસની તપાસ વખતે વેરાવળમાં પધાર્યા હતા. અને સાચું ખોટું કોણ જાણે, પણ આ કેસની તપાસમાં એમની સલાહ લેવાતી હતી એ સાહેબ ન્યાયના ઈશ્વર થઈને બેસવાના છે.

આમાં કેસનો પ્રશ્ન બહુ મોટો નથી. કેસ તો એટલો જૂઠ્ઠો અને બનાવટી છે કે અપીલમાં તેના કટકે કટકા થઈ જશે. પણ આ પ્રકારની સ્થિતિ જૂનાગઢમાં ચાલે છે એ અટકાવવી જોઈએ. નીચેની ત્રણ વસ્તુઓ ઉપર આપ આપનું જોર લગાડો એવી મારી માગણી છે.

૧. ન્યાયના અધિકારી તરીકે કોઈ તટસ્થ માણસ જોઈએ.

૨. બચાવના વકીલ તરીકે મુંબાઈનો કોઈ સારામાં સારો બેરીસ્ટર જોઈએ.

૩ કેસના નિર્ણય પછી, બનાવટ કરી છે એમ સાબીત થાય તો તેવી બનાવટ કરનારા સૌ ઉપર કામ ચલાવવાં જોઈએ.

### લેખાંક બીજો

# વેરાવળ ખૂન કેસ

[ આ આખા યે કેસની વિગતો અને પૂરાવાઓના પ્રકારથી પૂરેપૂરી માહિતગારી મળે એ માટે 'સૌરાષ્ટ્ર'ના તારીખ ૨૮મી માર્ચ સને ૧૯૩૧ના અંકમાં પ્રગટ થયેલા, કેસની વિગતો આપતા અને પૂરાવાઓની સમાલોચના કરતા લેખને આ નીચે આપવામાં આવે છે. ]

## [૧] આ એક અસાધારણ કેસ છે.

જરૂર આ એક અસાધારણ કેસ છે. અને તે એટલા માટે કે માનવીનો ભોગ અને તે પણ મુસલમાન માનવીનો હિન્દુ માતાને માટે અપાયાનું આ કેસમાં સિદ્ધ માનવામાં આવ્યું છે. કોઈ હિન્દુ શાસ્ત્રે આ ઉપદેશ કર્યો નથી; કોઇ વહેમીઓએ પણ આ પ્રકારનો વહેવાર કર્યો સાંભળ્યો નથી, એટલે કે કોઇ ધાર્મિક અથવા તો વહેમમૌલિક માન્યતામાં પણ જેનો આધાર નથી, એવી વસ્તુને માટે આ ખૂન કરવામાં આવ્યું છે એવો પોલીસનો કેસ હોવાથી, અલબત્ત તે અસાધારણ છે. એટલે જ તે અસાધારણ બારીકાઇ અને અસાધારણ નિષ્પક્ષતા ભરી તપાસ માંગે છે. આ લેખાંકમાં એ પ્રકારની તપાસ કરવાનો પ્રયત્ન છે.

## [૨] એક મુસલમાન છોકરાનું હિંદુ માતાને ભોગ આપવા માટે ખૂન કરવામાં આવ્યું છે.

માણસનો ભોગ, એટલે નરમેધ, હિન્દુ કોમમાં છેલ્લાં સેંકડો બલકે હજારો વર્ષમાં થયો નથી. કોઇ જંગલી પ્રદેશની જંગલી કોમો સિવાય હિન્દુસ્તાનની હિન્દુ કોમમાં એને માટે ક્યાંય સ્થાન નથી. પશુ પંખીના ભોગો તરફ પણ ચાલુ જમાનામાં તિરસ્કારની નજરથી જોવાય છે કાઠિયાવાડ તો કેળવણી અને સુધારામાં આગળ વધેલો પ્રદેશ. સોની કોમની પણ સામાન્ય રીતે ઉંચી જ્ઞાતિમાં ગણના છે. કોઇ પણ ઉંચી જ્ઞાતિમાં પશુયજ્ઞ પણ આજે નિષિદ્ધ છે. વાઘેશ્વરી માતા કે જેમને માટે આ ભોગ અપાયાનું કહેવામાં આવ્યું છે, તેમની સન્મુખ તેમના મુખ્ય ગાદીના સ્થળમાં પણ કદાપિ નરમેધ થયો નથી અને થતો નથી.... પુરાણ કાળમાં મનુષ્યના ભોગ અપાતા ત્યારે પણ ભક્તોના પોતાના દીકરાના, કોઇ બત્રિસ લક્ષણાના.....પરકોમના કે મુસલમાને કોમના ભોગ આપવાના ઉપદેશ તે કાળમાં પણ નહોતા. કાઠિયાવાડ જેવા કેળવાએલ પ્રદેશમાં, સોની જેવી ઉંચી જ્ઞાતિમાં, વેરાવળ જેવા ઇસ્લામી ભાઇઓની સત્તાવાળા શહેરમાં અને જુનાગઢનાં ઇસ્લામી રાજ્યમાં, હિન્દુ માતા માટે મુસલમાનના દીકરાના ભોગની વાત, મુસલમાન ભાઇઓનું ઝનૂન ઉશ્કેરવા માટે હોવ.ની સંભાવના વધારે છે. તે ખૂન કરપીણ છે, તે શોધી કાઢવાની જુમ્મેદારી પોલીસને માથે ભારે છે. તેનાથી તે અદા થઇ શકે તેમ નહોતું. એટલે એ પ્રદેશમાં હિન્દુ મુસ્લીમ વચ્ચેના વૈમનસ્યનો લાભ લઇ, આ તપાસની જવાબદારીમાંથી છટકવાની જ પોલીસની આ તદબીર દેખાય છે

**[૩] વાઘેશ્વરીની વંડીમાં આ બનાવ બન્યો તેની પૂર્વ દિશાના મોટા બારણામાંથી બત્રીસ ફુટવાળા રસ્તામાં થઇને ધોરી રસ્તા ઉપર આવી દીવવાળા ડેલાની વંડી પાસે લાસ ફેંકી દેવામાં આવી હતી.**

આ લાસ ફેંકી દેવાની વાત સમજવા જેવી છે. ૧૨૯ ફુટ લાંબી, ૧૨૪ ફુટ પહોળી, અને પોણુનવ ફુટ ઉંચી લગભગ કીલ્લા જેવી દિવાલ છે. અંદર ઝાડો છે. ખેતર તરીકે વપરાતી જમીન છે. લાસને વગે કરવાની આવાં અદભૂત અનુકૂળતાભરી જગ્યા મૂકી જેની ચોમેર ઇસ્લામી ભાઇઓ વસે છે, તેવા લત્તામાં મોસૂજણા વખતે બાવો લાસને લઇને બહાર નીકળે છે. ઇસ્લામી ભાઇઓના અવરજવરવાળા રસ્તા ઉપરથી નીકળે છે. પીસ્તાળીશ ફીટનો ધોરી રસ્તો ઓળંગે છે અને તદ્દન સામે ફેંકી નહિ દેતાં કેટલેક દૂર ચાલી ફેંકી દે છે. ખૂન કરનાર માણસ આટલું બધું ગાંડપણુ દેખાડે એમ માની શકાય તેમ નથી.

**[૪] છેલ્લા નોરતાને દિવસે સાંજના ૪–૫ વાગતાં આ કામ માટે સદ્દગત બાળકને બાવો લઇ આવ્યો હતો. બાળકને બાવો લઈ આવ્યો તે ચીના હીરાની રૂબરૂમાં બન્યું. બાવાએ પ્રથમ ચીના હીરાને કહ્યું 'તું કોઇ મુસલમાન બાળકને લઇ આવ.' 'મુસલમાન મને મારે, માટે હું નહિ લાવું.' એમ ચીનાએ જવાબ આપ્યો, એટલે બાવાએ તેને મંદરમાં બેસાડયો. પછી બાવો બહાર ગયો, અર્ધો ગાઉ ચાલતાં જેટલી વાર થાય તેટલી વારમાં બાવો બહારથી મરનાર બાળકને લઇ આવ્યો. પછી ચીનો ચાલ્યો ગયો.**

આ આખી હકિકત કેટલી વિચિત્ર છે? આવા જોખમી કામ માટે બાવો કોઇ પોતાના જિજ્ઞાસુ ભક્તને પસંદ નથી કરતો. ૫–૬ માસ પહેલાં જે માણસ સાથે થોડી ઓળખાણ હતી તેને પસંદ કરે છે. એ કદાચ માની લઇએ. પછી? એ માણસ બ્હીવે છે, ના પાડે છે. તો પછી એની સાથેની વાતને પતાવી જ લેવાની રહી. તેને જવા દેવાનો રહ્યો. કાં તો બીજા કોઇને સોંપવું; અને કાં તો પોતે કરવું. પણ ચીનાને હાજર શું કામ રાખવો? બાવાને પોતાના ગૂનાહનો સાક્ષી શું જોઇતો હતો? ચીનાનું કશું કામ રહ્યું નહોતું. એણે ત્યાં રહીને કાંઇ કર્યું નથી. કાંઈ મદદ કરી નથી. ત્યારે શા માટે એ રહ્યો? શા માટે રાખ્યો? મનુષ્ય-હરણનો ગૂનોહ સિદ્ધ થાય એવી પૂરેપૂરી સાક્ષી થઇ શકે તેટલા પૂરતો તેને રાખી બાવો તેને જવા દે છે. એટલે આ બધી બાવાની કરામત હોવા કરતાં પોલીસની જ કરામત દેખાય છે

**[૫] મરનારની લાસ જડયા પછી, ૨૦–૨૫ દિવસે આ કામના તહોમતદારને પકડયો. ત્યાર પછી ચીનાને તેડવા પોલીસ આવી. તે ઉપરથી ચીનાને પોલીસે વાત કરી. દરમિયાન ચીનાએ કોઇને વાત કરી નહોતી.**

ચીનો તો પોતાને ગામ ચાલ્યો જાય છે. એક મુસલમાન છોકરાનું ખૂન વંડીમાં થયું છે એની એને તુરત ખબર પડે છે, છતાં પોતાની માહેતી કોઇને આપ્યાનું ચીનો જણાવતો નથી. તો પોલીસે આ વાત કયાંથી જાણી? ચીનાના કહેવા પ્રમાણે આ વાતથી વાકેફ બાવો અને ચીનો બે જ હતા. બાવાએ તો આ વાત પોલીસને કહી જ નથી. ચીનાએ કોઇને કહ્યાનું ચીનો જાણતો નથી. છતાં પોલીસ તેને બોલાવે છે અને ચીનો આખી વાત કહે છે. એ બતાવે છે કે મનુષ્ય હરણનો કેસ પૂરો કરવા પૂરતી જ પોલીસની આ બધી કરામત છે

## [૬] દશેરાને રોજ ગરબી પૂરી થયા પછી બધા ચાલ્યા ગયા બાદ તહો-મતદારોને તથા લાખાને રોકીને બાવાએ છોકરાનું ખૂન કરવાની વાત કરી.

આ વસ્તુના બેજ સાહેદો છે. એક તાજ તરફનો સાહેદ દેવસી અને બીજો લાખો તો કાચી ઉમરનો માણસ છે. અને એ બે પૈકી કોઈ બાવાના અંતરંગ માણસો નથી જણાતા. કોઇ કોઇ વાર ધતુરી પીવા જતા અને માથું તાવ ઉતરાવતા એટલો સંબંધ છે પણ એ વાત બાજુએ રાખો. મુદ્દાની વાત તો એ છે કે આવા માણસોનું દિલ પહેલાંથી જાણ્યા સિવાય આવાં જોખમી કામ માટે આવાં માણસને કોઇ રોકે ? ધારો કે માણસોએ ના પાડી, હુજ્જત કરી, તો પછી ? આવા કીસ્સામાં તો એ માણસો બાવાના પરમ ભક્ત હોવા જોઇએ, એને માટે માથું આપવા તૈયાર હોવા જોઇએ. આવી બાબતમાં બાવાએ તેમનું મન પારખી લીધું હોવું જોઈએ. પછી જ બાવો એમને આમાં રોકે. એને બદલે લાખો કાચી ઉમરનો છે. તેના પોતાના કહેવા પ્રમાણે છોકરાને દેખતાં જ તે બીકથી ભાગે છે, છતાં બાવો એને પણ બેસાડી રાખે છે. શા માટે ? ગુનાહનો પૂરાવો હાજર રાખવા ? દેવસી, મુંજા અને કાનાએ પણ ના પાડી હોત તો ? એટલે એ શકય જ નથી કે આવા માણસોની પાસે, આમ ઓચિંતા આવું કામ કરાવવાનું જોખમ બાવો લ્યે. એ વાત મુદ્દલ માનવા જેવી નથી જણાતી.

## [૭] છોકરાને બાવાની ઓસરીમાં કે ઓરડીમાં સંતાડયો હતો.

બાવાએ છોકરાને ઓસરીમાં રાખ્યો હતો, એમ લાખો તથા દેવસી બન્ને બરાબર કહે છે. ગરબી ચાલી, પૂરી થઈ, દેવસી વગેરે રોકાયાં. તે આખો વખત બાવો તેમની સાથે હતો. બાવો ફાનસ લઇને પોતાના માઢીયા તરફ ચાલ્યો. એની સાથે જ બધા ચાલતા હતા, બધાએ છોકરાને ઓસરીમાં પડેલો જોયો હતો. હવે સ્થિતિ વિચારીએ. સાંજે ગરબી ચાલે છે. ગરબીમાં ૫૦–૬૦ માણસો આવે છે. નજીકમાં જ ઢાળીયું છે. તે ખુલ્લું છે. છોકરો ત્યાં પડયો હોય તો કશી પણ તકલીફ સિવાય દેખી શકાય તેમ છે, આવી સ્થિતિમાં તેને રાખવાની કોઇ મૂર્ખાઇ કરે ? અહીંઆં સેશન્સ જજ સાહેબે પોતાની શકિતઓનો ઉપયોગ કર્યો જણાય છે. તેઓ એમ ઠરાવવા મથ્યા છે કે છોકરો મૂળ તો ઓરડીમાં હશે. ત્યાંથી લઇને બાવાએ ઓસરીમાં મૂકેલ. તે ત્યાં બધા યે જોયો. જજ સાહેબની આ કલ્પનાનો આધાર માત્ર દેવસીની એક વખતની જુબાની હતી. પણ દેવસીએ પોતે ફરીથી આ બરાબર કહ્યું છે કે તે બધા બાવાની સાથે જ ગયા હતા. લાખો તો એ જ વાત કશા પણ ફેરફાર સિવાય કહે છે, એટલે સેશન્સ જજ સાહેબની કલ્પના કલ્પના તરીકે જ રહે છે. બીજી વાત. એ ઓસરીની પછીતે બધા ઇસ્લામી ભાઇઓનાં ઘરબાર છે. અવાજ થાય તો પણ સંભળાય. કાંઈ સંચળ થાય તો પણ સંભળાય એવી સ્થિતિમાં છોકરાને કોઇ સંતાડે ખરો ? એટલે આ વાત પણ માનવાલાયક નથી.

## [૮] વંડીની અંદરની દેરીમાં ખૂન થયું છે

## [૯] છોકરાને ત્રણ જણાએ પકડયો. બાવાએ હથિયાર વતી ઘા કરી, લોહીથી થાળી ભરી, માતાજીને લોહીના ચાંદલા કર્યા–છંટકાવ કર્યો. પછી બાકીના તહોમતદારો પાંજરાપોળમાં જઇ સુઇ ગયા.

આમા ૮ મુદ્દા છે, (૧) દેરીમાં સુવાડી ખૂન કર્યું. (૨) ચત્તા સુવાડી ખૂન કર્યું. (૩) ઘા માથામાં મધ્ય ભાગના નીચાણમાં ખોપરી ઉપર કર્યા. (૪) મોઢા ઉપર ઘા નહોતા કર્યા. (૫) છરીથી ઘા કર્યા. (૬) માતાજીને લોહીથી ચાંદલા અને છંટકાવ કર્યા. (૭) થાળી

લોહીથી ભરી હતી. (૮) આસપાસ મુદ્દલ લોહી ઉડયું નહોતું. પહેલી વાત. દેરી બહારને ગાળે અગીઆર ફુટ લાંબી અને અગીઆર ફુટ પહોળી છે, એટલે અંદરને ગાળે લગભગ આઠ ફુટ પહોળી અને આઠ ફુટ લાંબી હોય. માતાજી પશ્ચિમ તરફના મોઢે બેઠાં છે. સિંહાસન ઉપર છે. સિંહાસન ઓછામાં ઓછી ત્રણ ફુટ લાંબી અને ત્રણ ફુટ પહોળી જગ્યા રોકે. એટલે પાંચ ફુટ લાંબી અને પાંચ ફુટ પહોળી જગ્યા રહી. આ જગ્યામાં જવારા વગેરે વાવેલાં. એટલે પાંચ ફુટ લાંબી અને પાંચ ફુટ પહોળી જગ્યામાં એક ૭–૮ વર્ષના છોકરાને ચત્તો સુવાડયો : માતાજીની બાજુમાં બે જણાં બેઠાં."છોકરાના પગ પાસે બે જણા બેઠા અને છરીના ઘાથી ખૂન કર્યું. આ સ્થિતિ કેટલી અશક્ય છે ? તે દેરીમાં બેસી, એવડા કદના છોકરાને સુવાડીને જોવાથી જ સમજી શકાય. અમે એ પ્રયત્ન અહીં કરી જોયો. તેમાં એ કાર્ય અશક્ય લાગ્યું (૨–૩) છોકરાને ચત્તો સુવાડયો હતો એ વાત ફરી ફરીને દેવસી કહે છે. તો માથાના પાછલા ભાગમાં ઘા શી રીતે થઇ શકે ? (૪) મોઢા ઉપર મુદ્દલ ઘા નહોતા કર્યા એમ દેવસી કહે છે. દાકતરના સર્ટીફીકેટમાં ઘા મોઢા ઉપર હતા એમ નીકળે છે. એનું શું ? (૫) દેરીની ઉંચાઇ માણસ માંડ ઉભો રહે તેટલી છે–લંબાઇ પહોળાઇ ઉપર કહી તેટલી છે. તો ઘા તો મહામુશ્કેલીથી થઈ શકે તેમ છે, તો પછી છરી જેવા હથિયારથી એવી સ્થિતિમાં ઘા કર્યેથી ધક ધક લોહી નીકળે ? અને એટલા લોહીથી થાળી ભરાઇ જાય ? (૬–૭) કહે છે કે થાળી લોહીથી ભરાઇ હતી. કેમીકલ એનેલાઇઝરના રીપોર્ટમાં તો બે ત્રણ છાંટાનું જ સર્ટીફીકેટ છે. તેનું શું ? વળી થાળી કબજામાં લીધી ત્યારે તો ઇન્સ્પેકટરે કરેલા પંચાતનામાંમાં સીંદૂરના ડાઘ હોવાનું જણાવે છે. એ બધા હતા તો લોહીની શોધમાં પોલીસનો ઇન્સ્પેકટર સીંદૂર અને લોહીનો ભેદ સ્હેજ સમજી શકે. છતાં સીંદૂરના હોવાનું ચોખ્ખું જણાવે છે. પાછળથી એનેલાઇઝરને ત્યાંથી લોહીના ડાઘ સિદ્ધ થઇને આવે છે. એ રીતે? થાળીને સાલ નહોતાં કર્યાં, એ તો સ્વીકારેલી વાત છે. એ તો પોલીસના નિરંકુશ કબજામાં હતી, એટલે સીંદુરવાળી થાળીને બદલે લોહિવાળી મૂકવામાં અડચણ નહોતી. અથવા એ થાળીમાં લોહીના બે ત્રણ ડાઘા પાડવામાં અડચણ નહોતા? સીંદૂર અને લોહી વચ્ચેનો તફાવત બધા સમજી શકે, પંચને એમાં ઉંઠાં ભણાવી શકાય નહિ. એટલે લાચારીથી સીંદૂર જણાવ્યું. પછી તો પોલીસના હાથમાં વાત હતી ને ? એ કરવા ધારે તો એટલું ન કરી શકે ? એમ શા માટે ન બન્યું હોય ? માતાજીને લોહીના છાંટા કર્યા હતા તે કેમ ન દેખાયા ? લાસ જડી તે જ દિવસે બારીક તપાસ કરી હતી. મુદ્દલ ન દેખાયા–કયાં ઉડી ગયા ? દેરી ધોઇ તો દેખાતી નહોતી–દેરીની ખાળમાં તો મહિનાઓનો ભરેલો સુકો કાદવ કચરો જ હતો . એટલે દેરી ધોઇ નહોતી. તો આલ્લાં કયાં ગયા ? અને છરીથી માથામાં ઘા કરે અને છતાં લોહી થાળીમાં જ પડે ? એ માનવા જેવું છે ? દેરીની બારીક તપાસમાં છાંટા ન દેખાયા એટલે જ આસપાસ કાંઇ છાંટા ન ઉડે ? એ નહોતા ઉડયા એવો પૂરાવો ગોઠવવામાં આવ્યો જણાય છે.

મુંજો, કાનો, દેવસી અને લાખો પછી પાંજરાપોળમાં જઇને સૂઇ ગયા. તે વખતે વળી આંદભાઇને કહેતા જાય છે કે અમે વંડીમાં હતા. જો વંડીમાં તેમણે એ કામ કર્યું હોય તો પોતે હોવાનું એ કોઇ, કોઇને પણ કહે ખરા ? આ તો બધું પોતાની સામે બરાબર પૂરવાર થાય તેવી પાકી ગોઠવણ તે એક પછી એક બધી કરતા જ જાય છે એવો આ કીસ્સો છે. એ પોલીસની કરામતને શોભે એવો છે. માણસ જાતની સહજ સાવચેતીને બંધ બેસે એવો નથી જ. એટલે સાચી વાત પોલીસની કરામત જણાય છે.

[૧૦] સવારે મોસુજાણું હતું તે વખતે પાંજરાપોળમાં છાણા લેવા આવનાર બાઇએ પાંજરાપોળ વાળી શેરીમાંથી બાવાને કાંઇ લઇને આવતાં જોયો. દીવાન ડેલા પાસે જઇને બાવાએ તે નાંખ્યું.

**[૧૧] બાઈને શંકા પડી ને તે જોવા ગઈ. મૈયત જોઈ બૂમો મારી. ત્રણ ચાર માણસો આવતા હતા.**

**[૧૨] પછી બાઈ દોડતી પોતાને ઘેર આવી ગઈ. ઘર ઘણું દૂર હતું. રસ્તામાં તેણે કોઈને વાત કરી નહોતી. ઘેર આવ્યા પછી પોતાના ધણી સિવાય કોઈને વાત કરી નહોતી. ધણીએ આ વાત ખાનગી રાખવા કહ્યું, કારણ કે નહિ તો કોર્ટ કચેરીમાં આંટા થાય.**

આમાં બાવો પોતાને માટે નવો પૂરાવો ઊભો કરે છે: વંડીમાં લાસને દાટવાની તદ્દન સરળ સગવડને એ તુચ્છકારે છે. બસ, એ બહાર નીકળે છે, અને બહાર નીકળવા માટે પણ તેનું હંમેશનું અવરજવરનું, ટૂંકા માર્ગનું બારણું નથી વાપરતો. જે બારણું ઇસ્લામી શેરીમાં પડે છે, જ્યાં ઈસ્લામી ભાઈઓનો અવરજવર છે ત્યાં જાય છે, ત્યાંથી શેરીમાં ચાલે છે. એ તો આગળ કહી ગયા. પણ અંધારામાં કામ કરવાનું પણ એને પસંદ નથી. દેવસી કહે છે કે વહેલા લાસને કુવા પાસે લઈ ગએલા. મોંસૂજણું થતાં સુધી ત્યાં લાસને રાખી મૂકી. બાવો મૈયત નાંખવા જાય અને કોઈ એ જોઈ શકે તેવી સ્થિતિ ન હોય તો શું કામનું? એટલે મોંસૂજણું થતાં સુધી રાહ જોઈને પછી નીકળે છે, અને પાંજરાપોળમાંથી નીકળેલી બાઈ તે જોઈ જાય છે, તે બૂમો મારે છે, છતાં ચાંદભાઈ તે સાંભળતા નથી. એની સાથેની બીજી બાઈઓ સાંભળતી નથી. રસ્તામાં જ ચાલતાં બાઈથી પચીસ કદમ દૂર ત્રણ માણસો આવે છે, તે પણ કંઈ કરતા નથી. એ માણસોને સામે ચાલીને બાઈ ઘેર જાય છે, છતાં તેને અને તે ત્રણ માણસોને કાંઈ વાત થતી નથી. એ માણસોનાં મોઢાં જોઈ શકે તેવી સ્થિતિ છતાં એ સંબંધી ચૂપ રહે છે. ઘણે દૂર આવેલા પોતાના ઘેર જાય છે ત્યાં સુધી પણ કોઈને કહેતી નથી. ૨૦–૨૫ દિવસ બાદ, તહોમતદારો પકડયા બાદ પોલીસ તેને બોલાવે છે ત્યારે જ તે બોલે છે. કેવી માનવા જેવી વાતો છે? હકિકત એમ હોવી જોઈએ કે બીજી ત્રણ છાણવાળીઓએ જુબાની આપવા ના કહી હોવી જોઈએ. એટલે એમણે ન સાંભળ્યું હોય તો ચાંદભાઈ કયાંથી સાંભળે? એટલે એ બાઈઓને રજુ ન કરી: બાવાને લાંબે રસ્તે ઈસ્લામી શેરીમાંથી બહાર લાવ્યા એ એટલા માટે કે સીધો દરવાજો અને લાસવાળી જગ્યા એ બે લગભગ સામસામાં છે, ત્યાંથી જો બાવો નીકળે તો બાઈ દેખે નહિ. કારણ કે પાંજરાપોળનો દરવાજો અને વંડીનો સીધો દરવાજો એ બે વચ્ચે દોઢસો ફીટથી પણ વધારે અંતર છે. એટલે દૂરથી બાઈ જોઈ શી રીતે શકે? એને બતાવવું હોય તો બાવાને નજીક જ લાવવો જોઈએ. એટલે બાવાને બીજા બારણાથી બહાર લાવ્યા. એટલે બની શકે તેટલી કરામત પોલીસ કરવા ગઈ અને જેમ જેમ વિશેષ કરવા ગઈ અને તેમ તેમ વધારે અશકયતામાં ઉતરતી ગઈ. ત્રણ માણસો તો હતા જ, બાઈએ બૂમો મારી હતી, છતાં ૨૫ દિવસ સુધી આ તહોમતદારો સામે કાંઈ ન નીકળ્યું એ શું બતાવે છે?

**[૧૩] એક તહોમતદાર તાજ તરફનો માફી બક્ષેલ સાક્ષી બન્યો છે. તેણે કહેલ છે કે ઘા માત્ર માથા ઉપર છરીથી કર્યા હતા. ઘાનું હથિયાર મળી આવ્યું નથી–એ લાસ મળી તે દિવસે.**

ખુનનો નજરે જોનાર સાક્ષી એક જ છે અને તે તાજ તરફથી બનેલ સાક્ષી છે. તેણે એક વાત નિઃશંક કહી છે, કે ઘા છરીથી જ કર્યા; છરી અને થાળી બન્ને સાથે જ હતાં. બન્નેનું એક પ્રકારનું લગન જેવું જ ગણાય ને? થાળી મળી રહે છે તો છરી કયાં ગઈ? જો છરી સંતાડી હોય તો એટલી જ ગુનોહ પૂરવાર કરનારી થાળી કેમ ન સંતાડે? છતાં

છરી નો નથી જ મળી, અને થાળી કેવા સંજોગોમાં છે, તે ઉપર બતાવ્યું છે છરીની ગેરહાજરી એ શંકાઓને મજબૂત બનાવે છે. એટલે કે છરી નથી. થાળામાં લોહી ખોટું ઉભું કર્યું છે. માટે બન્ને વસ્તુઓ ખોટી છે.

**[૧૪] બાવાની ઓરડીની પ્રથમ જડતી લીધી હતી. તે વખતે કાંઇ મળ્યું નહોતુ. તહોમતદારોને પકડયા પછી ફરી જડતી લીધી, ત્યારે બાવાના ઘરમાંથી મુદ્દામાલ વાળી થાળી મળી હતી. તેના ઉપર સીંદૂરના ડાઘા હતા એમ પંચનામું કર્યું હતું. તે થાળી પોલીસને કબજે હતી. પછી પોલીસે કેમીકલ એનેલાઇઝરને ત્યાં તે થાળી મોકલી. એમણે અભીપ્રાય આપ્યો છે કે એ ડાઘા લોહીના છે.**

આ વાતની બારમા મુદ્દા સાથે પૂરી ચર્ચા કરી છે. એક વાત વધારાની. એ થાળી ઉપરના ડાઘા લોહીના હતા એ પૂરવાર કરવાનો બોજો પોલીસ માથે જ હતો. લોહી તાજુ હતું કે જૂનું ? માણસનું હતું કે જાનવરનું ? એ બધું પોતાનો કેસ પૂરવાર કરવા માટે પોલીસે જ રજૂ કરવું રહ્યું હતું. અને એ વાત આગળ ગઇ હોત તો જ વાત જુનાગઢની બહાર જાય ને ? આ તો જુનાગઢની પોલીસ અને જુનાગઢના એનેલાઇઝર. આવા અસાધારણ કેસમાં પોલીસે અસાધારણ પેરવી કરવી ન જોઇએ ?

**[૧૫] વંડીના દરવાજાના ઉંમરા ઉપર, અંદરના કુવા પાસેની દિવાલ ઉપર લોહીના ડાઘા છે.**

દરવાજાનો ઉંબરો તો ઠીક, પણ કુવા પાસેની દિવાલ ઉપર શી રીતે લોહીના ડાઘા આવે ? એ કોઇ સમજાવશે ? ત્યાં તો ઘા નહોતા કર્યા. તો કયાંથી દિવાલ પર છાંટા ઉડયા ? અનુમાન એમ થાય છે કે દિવાલ ઉપર લોહીના ડાઘા જેવું કાંઇક જણાયું, એનો લાભ લેવો હતો, અને પેલી છાણવાળી બાઇ આવે ત્યાં સુધી લાસને કયાંક રોકવી હતી એટલે લાસને કુવા પાસે લઇ આવ્યાની વાત કરી. પણ છાંટાની ઉત્પત્તિ સમજાવી શકાય તેવી નથી, તેમ, કોઇ ઓરડી, ઢાળીયું કે એવા બંધીયાર રક્ષણ સ્થળને બદલે આવું ખુલ્લું કુવાવાળું સ્થળ કેમ પસંદ કર્યું ? તે સમજાવી શકાય તેવું નથી. તેમ લાસને ત્યાં લાવવાની જ શી જરૂર પડી ? તે સમજી શકાય તેવું નથી. અને એ કુવાવાળા અથવા ઉંબરાવાળા લોહીના છાંટા માણસના હતા કે જાનવરના, તાજા હતા કે જૂના ? એ પ્રશ્ન તો ઉભો જ રહે છે.

**[૧૬] બાવો મંતર જંતરથી કોઇનું માથું તાવ વગેરે ઉતારતો હતો.**

**[૧૭] વંડીમાં બે ઓરડી પૈકી એક ઓરડી રાઘવ નામના ભાડુતને ભાડે આપી છે. તે ઓરડીમાં માણસની ખોપરી, સૂર્યપુરાણ નામનું એક પુસ્તક અને મંતર જંતરના કેટલાક કાગળીઆં નીકળ્યાં છે.**

તાજનો સાક્ષી દેવસી, લાખો તથા ચોનો એમ કહે છે કે બાવો મંત્રથી તાવ, માથું ઉતારતો હતો. એમ કહીને પોલીસ એમ ઠરાવવા ઇચ્છે છે કે એવાં મંતરજંતર જાણનાર આવું ખૂન કરે. વાત એમ છે કે, આધાશીશી, માથું, એકાંતરીયો તાવ વગેરે મંત્રથી ઉતારવાનું કામ હિન્દુ સંસારની કેટલીયે કુળવાન બાઇઓ આજે પણ પુણ્યાર્થે કરે છે એથી તે બધાને આવા ખૂન માટે તૈયાર થયેલાં માણસો ગણવાં જોઇએ ? બીજો પૂરાવો 'સૂર્યપુરાણ' પુસ્તક નીકળ્યું તેનો.

આ તહોમતદારે પકડાયા તે પહેલાંનો તા. ૨૪ અક્ટોબરની પોસ્ટની છાપવાળો પોસ્ટ કાર્ડ પોલીસે રજૂ કર્યો છે તેથી સિદ્ધ થાય છે કે બીજી ઓરડી બાવાની નહોતી. ભાડા ચિઠ્ઠી પણ રજૂ થઇ છે. એને તાળું હતું. એમાં સામાન પણ ભર્યો હતો, અને છે. એ બધું બાવાનું નથી અને રાઘવનું છે એ પણ સિદ્ધ છે. છતાં એ બધી વાત ખોટી માની ઓરડી બાવાની હોવાનું સેશન્સ જજ સાહેબ એક તરફથી માને અને બીજી તરફથી સૂર્યપુરાણ રાઘવનું ઠરાવી તેને તે સોંપી આપવા હુકમ કરે છે. ત્રીજી તરફથી રાઘવની એ ઓરડીમાંથી મળેલું પોતે જ રાઘવનું જ છે એમ ઠરાવી જે સૂર્યપુરાણ રાઘવને આપવાનો હુકમ કરે છે, તે સૂર્યપુરાણ અને બીજી ચીજો ત્યાંથી નીકળી એ માટે બાવાને જંતરમંતર વાળો એટલે આવું ખૂન કરનાર ઠરાવવાની વાત સેશન જજ સાહેબ કહે છે. એમના મગજની અવ્યવસ્થા સારી પેઠે થઇ ગઇ હોય એમ આથી દેખાય છે.

[૧૮] આ લાસ મળી તેથી પહેલા બે દિવસે એટલે કે આઠમના હવનના દિવસે ગની નામનુ અઢી વર્ષનું એક બાળક મરીયમ નામની એક બાઇનું ગૂમ થયેલું

[૧૯] મરીયયની બેન બુનજી વંડીમાં ઘાસ નાખવા ગઇ, ત્યારે બાવાની પાછળથી એ બાળક દોડતું આવ્યું.

આઠમને દિવસે હવન હતો એ વાત સેશન્સ જજે સ્વીકારી છે. છેલ્લું બીડું ૪ાા–૫ વાગતાં ફર્યું, એ વાત પણ મુન્સફની જુબાનીથી સ્વીકારી છે. બીડા પછી પ્રસાદી માટે ગામલોક આવે કલાક બે કલાક ચાલ્યા કરે એ સાદી વાત છે. હવનના દિવસે પોલીસનો પહેરો હતો એ પણ સ્વીકારી લીધેલી વાત છે. એટલે આ બધા હિસાબે લગભગ સૂર્યાસ્ત સુધી માણસોની અવરજવર અને પોલીસનો પહેરો હોવો જોઇએ એ વાત સ્પષ્ટ થઇ.

હવે મરીઅમ, રહીમ બાંડીઓ અને બુનજીની વાત તપાસીએ: રહીમ બાંઠીઓ કહે છે કે પાા–૬ વાગતાં બુનજી છોકરાને લઇને આવી. મરીઅમ કહે છે કે ટાઢોપોર થયો હતો –ધૂપ હતો ત્યારે બુનજી આવી બુનજી કહે છે કે ૪–૫ વાગતાં હું વંડીએ ગઇ હતી–થોડો દિવસ હતો–પીળો પીળો તાપ હતો ત્યારે ગઇ હતી–આમ ફરિયાદ પક્ષના તમામ સાહેદોને તપાસતાં લગભગ પાંચ સવાપાંચ વાગતાં બુનજી વંડીમાં ગઇ હોવાનું નીકળે છે. તેના કહેવા પ્રમાણે તે વખતે વંડી બંધ હતી, બે ત્રણ બૂમ મારી ત્યારે બાવાજી નીકળ્યા. મુન્સફ સાહેબની જુબાનીને આધારે સૂર્યાસ્ત સુધીના માણસોના અવરજવર અને પોલીસના પહેરા સાથે આ વાત શી રીતે મળે છે? પહેલી વાત સેશન જજે સ્વીકારી છે એટલે બીજી વાત તેમણે ખોટી માનવી જ જોઇએ. બીજું, બુનજી એક તરફથી કહે છે કે દેરી પાસે આગ સળગતી હતી અને બાવાજી તે ફૂંકતા હતા. બિચારી અજ્ઞાન બાઇને શું ખબર હોય કે હવનની આગને હવન પછી ફૂંક મારી જ ન શકાય; ફૂંક મારે તો હવન ભ્રષ્ટ થાય એને તો અગ્નિનું પૂછયું, એની હા પાડી, પછી બાવા અગ્નિને ફૂંક મારે જ, એમ સમજીને એવો જવાબ આપી દીધો! બીજું, બાવાએ બારણું ઉઘાડયું નહોતું, અને માથે ભારી હતી, તેણે શી રીતે જોયું કે બાવો અગ્નિ ફૂંકતો હતો? ત્રીજી અને સૌથી અગત્યની વાત. બાવાએ બારણું ખોલ્યું, બાઇએ ઘાસ નાખ્યું ને તુરત જ છોકરો રડતો રડતો દોડયો આવ્યો. હવે વિચારો: જો આ છોકરાને પણ મારી નાંખવા લાવ્યા હોય તો એને આમ છૂટો રાખે? દાખલા તરીકે હજી છૂટો રાખ્યો હોય, ફોસલાવતા હોય તો પણ જયારે બૂમ સાંભળી દ્વાર ખોલે છે ત્યારે તો એને સંતાડી દે ને? અને સંતાડે

તો એની ઓરડીમાં જ સંતાડવાની જગ્યા છે તે તો આ ઉઘડેલા દ્વારથી ૧૧૪ ફીટ દૂર છે. છોકરો બે વર્ષનો છે. માંડ માંડ ચાલે છે. કાં તો એ બાવાની સાથે જ હોય અને કાં તો તેને સંતાડયો હોય. સંતાડયો હોય તો પહોંચે નહિ અને છૂટો હોય, અને દ્વાર ખોલતાં પણ એને છૂપાવવાની જરૂર ન હોય તો એના સંબંધમાં કાંઇ બુરો ઇરાદો હોવાની સંભાવના ન રહે. એક વધારે વાત: છોકરો જડયો ત્યારથી બે કલાક પહેલાં ખોવાયો હતો. એટલે ચાર વાગતાના આશરે તે ખોવાયો. તે વખતે તો હવન પૂર જોસમાં જ—બાવો પણ રોકાએલો. એટલે છોકરો એની મેળે જ ગયો હોવાનું માનવું જ જોઇએ એટલે એ બધી રીતે આ આખી વાતને ટેકો મળતો નથી. અને પછી તો રહીમ, મરીયમ અને બુનજીની ત્રણેની જુબાનીઓ જુઓ. કોઇએ છોકરો ખોવાયાની વાત કોઇને કહી નથી, છોકરો વંડીમાંથી નીકળ્યાની વાત કોઇને કરી નથી. કોઇને શંકા નથી આવી કે બાવાનો ઇરાદો ખરાબ હતો. આ તહોમતદારો પકડાયા પછી આ બધું નીકળે છે. સમય, સંજોગો બધા આ આખી વાતને બનાવટી સિદ્ધ કરે છે.

# તદ્દન જૂઠ્ઠો કેસ.

## લાસ પરના જખમો પરત્વે તાજના સાક્ષી, પંચાતનામું અને દાકતરી પ્રમાણપત્રની ઉઘાડી રીતે પરસ્પર વિરોધી હકીકતો

'સૌરાષ્ટ્'ના તા ૨૮-૩-૩૧ના' અંકમાં આ કેસને લગતા મુદ્દાઓની ચર્ચા કરવામાં આવી છે. તેના અનુસંધાનમાં, મરનારના માથા ઉપર થએલા ઘા ઉપરથી ઉપજતા મુદ્દાઓ અહિંયા ચર્ચવાનું યોગ્ય વિચારીએ છીએ. એ ચર્ચા અમે કરીએ તે વખતે વાંચનારે મુદ્દાઓ યાદ રાખવાના છે.

(૧) આ ઘા કેવી રીતે કર્યો તે નજરે જોનાર તરીકે દેવસીને મૂકવામાં આવ્યો છે. તે સિવાય બીજો કોઇ સાહેદ નથી, અને તે દેવસીની જુબાની ઉપરથી જ આ કેસના આરોપીઓને શિક્ષા કરવામાં આવી છે. એટલે સાહેદોમાં દેવસી એ જ એકલો અને મુદ્દાનો સાહેદ છે.

(૩) આવા કિસ્સામાં લાસની મૃત્યુ પછીની પૂરી તપાસ, post mortem કરવી જોઇએ. આ કિસ્સામાં તેમ થયું નથી. જે દિવસે લાસ જડી તે દિવસે સવારે ફોજદારની રૂબરૂ ત્રણ મુસ્લીમ અને એક હિન્દુ એવા ચાર માણસના બનેલા પંચે લાસને તપાસી છે. એના ઉપરના ઘા જોયા છે અને તે પંચનામાંમાં લખ્યા છે. અને તે જ દિવસે સાંજે ડાકટરે પણ ઘા જોયા છે અને તે બાબતનું સર્ટીફીકેટ આપ્યું છે.

ઉપરની સ્થિતિ ઉપરથી સેશન્સ જજે પોતાનો અભિપ્રાય બાંધ્યો છે. પંચોએ વર્ણવેલા ઘા અને ડાકટરે વર્ણવેલા ઘા બાજુબાજુમાં આ સાથે આપ્યા છે. દેવસીની જુબાનીમાંથી ઘાને લગતો ઇન્તેખાબ આપ્યો છે અને સેશન્સ જજના ફેંસલામાંથી એ બાબતનો ઇન્તેખાબ પણ સામે આપ્યો છે.

એ વાત ઉપરથી નીચેની વસ્તુઓ નીકળે છે:

**(૧) છોકરાને ચત્તો સુવાડયો હતો.**

**(૨) ઘા છરીથી કર્યા હતા.**

**(૩) તે ઘા પણ હાડકા સુધી ગયો હતો એટલે કે પા ઇંચ ઉંડો હતો. હાડકાની અંદર ઘા નહોતો. ઉપરના ઘાની અસરથી હાડકું ભાંગ્યું હતું.**

**(૪) ભાંગેલ હાડકાના પરિણામે મગજનું હાડકું ભાંગ્યું હતું કે કેમ? અથવા ભાંગેલ હાડકું પોતે Brain vessel મગજનું હાડકું હતું કે કેમ? તે જણાવ્યું નથી. તેમ મગજનું હાડકું ભાંગી જવાને કારણે મૃત્યુ થયું છે એમ જણાવ્યું નથી.**

આ બધા મુદ્દા એક પછી એક આપણે ચર્ચીએ.

### મુદ્દો ૧ લો

દેવસી સાક્ષી કહે છે કે છોકરાને પ્રથમ ઓરડીમાંથી લાવ્યા. હાથ પગ બાંધ્યા હતા. તે વખતે તેને કાંઇ ઘા હોવાનું તે જણાવતો નથી. તેને મંદિરમાં લાવી 'ચત્તો સુવાડયો' ત્યાર

પછી જ ઘા કર્યા હતા. એથી બાળક મરી ગયું તેમ તે કહે છે. આ બાબતમાં એ પોતાની કબૂલતો મૂળ કોર્ટ અને સેશન્સ કોર્ટ, એ બધી જગ્યાએ, કોઇ ઠેકાણે કાંઇ ફર્યું બોલતો નથી. એટલે કે છોકરાને મંદિરમાં લાવ્યા, ત્યાં ચત્તો સુવાડયો. ત્યાર પછી ઘા કર્યા અને તેથી છોકરો મરી ગયો. એ ચારે વસ્તુઓ સંબંધમાં એ નિશ્ચલ છે.

બીજી તરફથી પંચાતનામું તથા દાક્તર બન્ને કહે છે કે અમુક ઘાઓ તો માથાના પાછલા ભાગમાં હતા. દેવસીની વાત માનીએ તો તો બાળકને ચત્તો સુવાડયો હતો, ત્યાર પછી ઘા થયા હતા, તો માથાની પાછળના ઘા આવ્યા કયાંથી ?

અને દાકતર અને પંચાતનામું બન્ને કહે છે કે માથાના પાછલા ભાગમાં થયેલા ઘાથી હાડકું ભાંગ્યું હતું દાકતર કહે છે કે તે ઘાથી છોકરાનું મૃત્યુ નીપજ્યું હતું. એટલે મુદ્દાનો જખમ તો એ જ હતો. જુબાની ઉપરથી તો એમ જ નીકળે છે કે મૃત્યુ ઉપજાવનારો એ ઘા થઇ શકે જ નહિ, અને થયો જ નથી. કારણ બાળક ચત્તો હતો.

બીજી રીતે જોઇએ. દેવસીએ કાંઇ ભૂલ કરી હોય. બાળકને આગળથી એ ઘા કર્યો હોય અને પછી સુવાડયો હોય. તો તો સુવાડતી વખત બધું લોહીલુહાણ હોવું જોઇએ. દેવસી એમ કહેતો નથી. અને જયાં તેને સુવાડયો હોવાનું કહેવામાં આવે છે તે જગ્યા લોહીલુહાણ થઇ હોવી જોઇએ. પણ એ જગ્યામાં કશું લોહીનું નિશાન પંચને માલુમ પડતું નથી.

ત્રીજી રીતે તપાસ કરીએ. છોકરાને ઉંધો સૂવાડયો હોય. તો પછી આગલા ઘા કયાંથી આવ્યા ? આગળ અને પાછળ બન્ને જગ્યાએ ઘા છે સૂવાડીને જ ઘા કર્યા હોય તો પહેલાં ઉંધો કે ચત્તો અને પછી બીજી બાજુએ એમ બાળકને સવાડયો હોવો જોઇએ. તેવું કશું બન્યાની વાત દેવસી કહેતો નથી. એટલું જ નહિ પણ તેમ થયું હોય તો એને ફેરવે ત્યારે જમીન લોહીવાળી અવશ્ય થાય. એ પ્રમાણે જમીન લોહીવાળી થઇ નથી.

એટલે ઘાની [illegible] જાય છે [illegible]

<u>મુદ્દો ૨ જો</u>

ઘા છરીથી કર્યાનું દેવસી કહે છે. છરો નહિ પણ છરી કહે છે. મોટી છરી કે એવું કાંઇ નથી કહેતો. એટલે સામાન્ય છરી સમજાય છે. એ પ્રમાણે સામાન્ય કે અસામાન્ય ધારવાળી કે બુઠ્ઠી થઇ ગયેલી છરીથી આ ઘા થઇ શકે ? આ વસ્તુની ચર્ચા માટે જે ઘા સૌથી મોટો છે અને જેનાથી મૃત્યુ થયું એમ ડાકટર કહે છે તે જ તપાસીએ.

(૧) એ ઘા હાડકા સુધીનો ઉંડો હતો. હાડકામાં ઘા ઉતર્યો નથી. એમ ડાક્તરી લખાણ અને પંચનામું કહે છે.

(૨) આ ઘા અને તમામ ઘાઓની લંબાઇ તેની પહોળાઇ કરતાં વધારે છે. એટલે ઘા ઉભી છરીયે નથી થયો, પણ આડી છરીએ થયો છે. ઉભી છરીએ થયો હોય તો લંબાઇ ઓછી હોય તે ઉપરાંત વધારે ઉંડો જાય. પા ઈંચની ઉંડાઇનો ઉભી છરીનો ઘા માત્ર તરસકું જ કરી શકે એટલે ઘા આડી છરીનો છે એમ સ્પષ્ટ થાય છે.

એટલે કે આડી છરીએ કરેલો ઘા, હાડકા સુધી જ પહોંચ્યો. માત્ર પા ઇંચ ઉંડો ઘા, એનાથી હાડકાનું Fracture થાય?-તે ભાંગે ખરૂં ?

હથોડી, પાણો કે એવું કાંઇ બુઠું ભારે હથિયાર હોય તો હાડકું ભાંગે. ઉભી છરીનો ઘા હોય તો ઘા કરનાર માણસનું બધું બળ ઘા ઉપર ચાલે. એ સ્થિતિમાં પણ જો બહુ જ જોર થયું હોય તો હાડકું કદાચ ભાંગે. પણ આડી છરીના ઘામાં બળ હાથા ઉપર આવે. અને ઘા ઉપર તો ધારવાળો ભાગ હોય, એટલે એ ધારવાળા ભાગથી હાડકું ભાંગી શકે જ નહિ.

એટલે કે જે ઘા હાડકાથી આગળ નથી ગયો એવો ઓછા બળવાળો છે, જે ઘા આડી છરીનો હોઇને ધાર ઉપર પૂરૂં બળ લાવી શકયો નથી, અને એ છરી જેવા ધારવાળા

પદાર્થથી થયો છે, તે ઘાથી હાડકું ભાગે જ નહિ તે સ્પષ્ટ વાત છે. એટલે આ ઘા છરીથી થયો હોવાની આખી વાત તૂટી જાય છે. આ ઘા છરીથી થયો જ નથી. બીજા કોઇ હથિયારથી થયો છે

## મુદ્દો ૩ જો

ઘા હાડકામાં પેઠો નથી. હાડકા પાસે આવીને અટકયો છે. અને છતાં હાડકું ભાંગ્યું છે. એનો અર્થ એ થયો કે, એ ઘા હાડકા સુધી આવ્યો. પછી આગળ ન ચાલ્યો. પણ પછી એના–Pressure–દબાણે કામ કર્યું અને હાડકું તોડયું. એટલે કે હાડકું તૂટયું એ હથિયારના દબાણથી-Pressure–થી, Penetration–પેસાણથી નહિ. એ પ્રમાણે Pressure દબાણથી કયું હથિયાર હાડકું તોડી શકે ? ઉભી કે આડી છરી એ Pressure–દબાણ લાવી શકે જ નહિ. માટે આ કોઇ ઘા છરીથી નથી જ થયા એ સિદ્ધ થાય છે.

## મુદ્દો ૪ થો

હાડકું ભાંગ્યાનું ડાકટર અને પંચનામું જણાવે છે. ડાકટર એમ જણાવે છે કે આ હાડકું ભાંગવાને કારણે મૃત્યું થયું. મુદ્દો એ છે કે હાડકાના માત્ર ભાંગવાથી જ મૃત્યુ નીપજે ખરૂં ? જ્યાં સુધી Brain–vessel મગજનું હાડકું ન ભાંગે ત્યાં સુધી મૃત્યુ ન જ નીપજી શકે એમ અમારૂં માનવું છે. અને ન્યાયની અદાલતોમાં રજૂ થતાં ડાકટરી અભિપ્રાયોનો શીરસ્તો એવો છે કે, જો મગજનું હાડકું ભાંગ્યું હોય તો તે પ્રમાણે સ્પષ્ટ લખાય, અને તે મગજના હાડકાના ભાંગવાના કારણે મૃત્યુ નીપજ્યું છે, એ પણ સ્પષ્ટ લખાય. આ ડાકટરી લખાણમાં મગજનું હાડકું ભાંગ્યાનું લખ્યું નથી. માટે મગજનું હાડકું ભાંગ્યું નથી એમ સ્પષ્ટ થાય છે અને મગજનું હાડકું ભાંગવાને કારણે મૃત્યુ નીપજ્યું છે, એમ પણ નથી લખ્યું. માટે એ કારણે મૃત્યુ નથી થયું એમ [illegible] સાબીત થાય છે. અને માત્ર હાડકું ભાંગવાથી મૃત્યુ ન નીપજે એ સ્પષ્ટ હોઇને, મૃત્યુના કારણની આખી ઘટના ખોટી પડે છે.

## કેસ તદ્દન ઉડી જાય છે

આ બધી ચર્ચા ઉપરથી નીચેની વસ્તુ ફલિત થાય છે:

બાળકને ચત્તો સુવાડવાથી, પંચાતનામાંવાળા ઘા થઇ શકે તેમ નથી, તેથી, આ કેસના આ સૌથી અગત્યનાં તત્ત્વો જુઠ્ઠાં પડે છે.

છરીથી નહિ પણ કુહાડો, ધારીયું કે એવા કોઇ વધારે જોરદાર હથિયારથી ઘા થયા હોવા જોઇએ; આગળ અને પાછળ બન્ને ઠેકાણે ઘા થયા છે, માટે બાળકને સુવાડીને નહિ પણ બીજી રીતે ઘા થયા હોવા જોઇએ; તેથી, આ બન્ને તત્વો ઉપરની દેવસીની જુબાની જુઠ્ઠી પડે છે.

એક પ્રશ્ન ઉભો થઇ શકે તેમ છે જો છરીની વાત બનાવટી હોય, તો છરીને બદલે કુહાડાની વાત બનાવવાનું પણ પોલીસને એટલું જ સહેલું હતું. પોલીસે એમ કેમ ન કર્યું ? વાત એમ છે કે, દેરીની જગ્યા એટલી નીચી અને સાંકડી છે કે, કુહાડી કે ધારીયું ઉપાડીને ઘા કરવા જેવી સ્થિતિ જ નથી. એટલે કુહાડીની બનાવટ આવી શકે તેમ નહોતું. એટલે છરીની બનાવટ થઇ જણાય છે

આવા કિસ્સામાં બાળકને મારવામાં આવે તો આગળથી કાંઇ ઘેન કે એવું દઇને જ લાવવામાં આવે. કાં તો તેને ટાંગી શકાય અને કાં તો તેને સુવાડી શકાય. ટાંગી શકાય તેવી જગ્યા નહોતી. એટલે સુવાડવાની એક જ બનાવટ ચાલી શકે તેમ હતું. એટલે સુવાડવાની બનાવટ કરવામાં આવી છે. વસ્તુતઃ આ આખી વસ્તુ બનાવટી છે એ સિદ્ધ થાય છે.

પંચાતનામાંમાં અને ડાકટરી લખાણમાં ઘણા મહત્ત્વના તફાવત છે. જે ઘા ડાકટરે સાંજે જોયા છે તે ઘા પંચે સવારે જોયા છે. એની જગ્યા, એની લંબાઇ, પહોળાઇ બધામાં ખુબ તફાવતો છે અને ડાકટરી લખાણમાંથી મૃત્યુનું કારણ ખોટું પડતું હોવાથી, પંચાતનામું અને ડાકટરી લખાણ બન્ને પણ વિશ્વાસનાં અધિકારી નથી.

એટલે કે, દેવસી તદ્દન જુઠ્ઠો છે, અને પંચાતનામું અને ડાકટરી લખાણ વિશ્વાસને પાત્ર નથી. એટલે–આ આખા કેસના સર્વથી વિશેષ ઉપયોગી અને નિર્ણય કરવામાં અનિવાર્ય એવા આ ત્રણ મુદ્દાઓ જુઠ્ઠા અને અવિશ્વાસ પાત્ર છે. એટલે આખો કેસ જ ઉડી જાય છે એ સાફ સાફ દેખીતી વાત છે.

[આ લેખાંકમાં પંચાતનામું, દાકતરી પ્રમાણપત્ર, દેવસી રૂડાની જુબાની અને સદર અદાલતના ચુકાદાનો ઉલ્લેખ થયો છે. તેમાના સંબંધ ધરાવતા ફકરાઓ આ નીચે આપવામાં આવે છે.]

# લાસ પરના જખમો પરત્વે જૂદી જૂદી હકીકતો

## પંચાતનામું

[ તા. ૨–૧૦–૩૦ના રોજ સવારના ]

(૧) 'જખમ જમણાં નેણ અને નાકના ખુણા વચ્ચે જોવામાં આવે છે, જે લાંબો ાા ઇંચ, પહોળો ા ઇંચ ને ઉંડો હાડકાં સુધી છે.'

(૨) 'માથાની શીંગડી ઉપરનો એક જખમઃ અઢી આંગળ લાંબો, એક આંગળ પહોળો [illegible] સૂકાઇ ગયેલ છે.'

[illegible] હાડકા સુધી જોવામાં આવે છે. [illegible] નાકણી

(૩) માથાની શીંગડી ઉપરનો બીજો જખમઃ સાડાત્રણ આંગળ લાંબો, પહોળો એક આંગળ જોવામાં આવે છે. હાડકું તૂટેલ છે.'

(૪) 'ગરદનથી ઓડના ભાગ ઉપરનો પહેલો જખમ ાા ઇંચ લાંબો, ચોખ.ા પહોળો, ઉંડાઇ જણાતી નથી.'

(૫) 'બીજો જખમ ઉપરના જખમથી નીચ બે આંગળ લાંબો, બે ચોખાના પહોળો, ઉંડો હાડકાં સુધી.'

(૬) 'ઉપરના જખમથી હેઠેનો જખમઃ બે આંગળ લાંબો. ાા આંગળ પહોળો, ઉંડો હાડકાં સુધી ઉપરના ત્રણ જખમો પૈકી નં. ૩ના જખમમાંથી અત્યારે લોહી ચાલ્યું છે.'

(૭) પંચાતનામાંમાં આ જખમનો ઉલ્લેખ નથી.

(૮) પંચાતનામાંમાં આ જખમનો ઉલ્લેખ નથી.

(૯) પંચાતનામાંમા આ બેય જખમોનો કાંઇ ઉલ્લેખ નથી.

## તાજના સાહેદ દેવસી રૂડાની ચેરાવળ ફો. અદાલત માંહેની જુબાનીમાંથી

'……..ડેરામાં અમે ચાર ગયા. તે ઉપરાંત બીજા માણસો જાય એટલી જગ્યા રહેલી હતી. છોકરાને ચત્તો સૂવડાવ્યો. તેને અમે ઝાલ્યો. મેં પગ ઝાલ્યા. કાનીએ એક પગ ઝાલ્યો. સોની અને બાવાજી માથાકોર હતા. પછી થાળીમાં છરીથી લોહી કાઢ્યું. માથામાં બાવાજીએ જોરથી ઘા માર્યા છોકરાના પગ પૂર્વ તરફ અને માથું પશ્ચિમ તરફ–મૂર્તિ તરફ રાખેલ.'

……..લોહી થાળીમાં પડ્યું. થાળી માથા નીચે મૂકેલ.'

## દેવસી રૂડાની સદર અદાલતની જુબાનીમાંથી

'.......થાળી અને છરી બાવાજીએ લીધાં હતાં. થાળી છોકરાના માથાં નીચે મૂકી હતી. છરી વતી જોરથી છોકરાના માથામાં ઘા માર્યો હતો. એ ઘા ખોપરીમાં માર્યો હતો. બીજા ઘા માથાની પાછળ માર્યા હતા. તે ધીમે ધીમે માર્યા હતા. કપાળમાં ઘા કર્યા નહોતા. ગાલ ઉપર છરી ફેરવી નહોતી. આંખનાં ખૂણા પાસે કંઇ માર્યું હોવાનો મને ખ્યાલ નથી. માથાની બેમાંથી એકે શીંગડી ઉપર કંઇ માર્યું નહોતું. માથા પરનો ઘા માથાની ટોચથી જરા નીચે આગળ પડતો હતો. છરીની ધારથી ઘા કર્યો હતો. તે ઘાથી ખાડો પડી ગયો હતો. આંગળી જાય એવો ખાડો પડી ગયો હતો ૧॥ (દોઢ) ટેરવા જેટલો ઉંડો ઘા હતો.

## દાકતરી પ્રમાણપત્ર

[તા. ૨-૧૦-૬૦ના રોજ સાંજના]

(૧) 'જમણી આંખના અંદરના ખૂણાની પડખે નાક ઉપર બે આનીના સિક્કાથી જરા નાનો જખમ હતો.'

(૨) 'માથાંની બે શીંગડી વચ્ચે આશરે દોઢ ઇંચ લાંબો, ૦। ઇંચ પહોળો અને હાડકાં સુધી ઉંડો જખમ હતો.'

(૩) 'માથાં ઉપર વાંસલા ભાગમાં 'જરા' ડાબી બાજુ ઉપર એક આશરે દોઢ ઇંચ લાંબો ૦। ઇંચ પહોળો હાડકાં સુધી ઉંડો કપાયેલો ઘા છે. તે જખમમાંથી હાડકુ દેખાતું હતું તે ભાંગલું હતું....આ જખમ એવો હતો કે તેથી મૃત્યુ થયેલું હોવું જોઇએ.'

(૪) 'ગળા ઉપર ડાબે પડખે આશરે એક ઇંચ લાંબો ને ½ ઇંચ પહોળો ઉઝરડો છે.'

(૫) દાકતરી પ્રમાણપત્રમાં આ જખમનો ઉલ્લેખ છે જ નહિ.

(૬) 'ગળા ઉપર ડાબે પડખે આશરે એક ઇંચ લાંબો ને ½ ઇંચ પહોળો ઉઝરડો છે.'

(૭) 'ડાબા ગાલ ઉપર ૦। રૂપીઆ જેવડું લીલજામું હતું.

(૮) 'ડાબા લમણા ઉપર આશરે પાંચ. ઇંચ લાંબો, ૦। ઇંચ પહોળો ને ½ ઇંચ ઉંડો જખમ હતો'

(૯) 'માથાની ડાબી શીંગડીના આગળના ભાગમાં તથા પછવાડેના ભાગમાં આશરે ૦॥ ઇંચ લાંબો, ૦। ઇંચ પહોળો અને ½ ઇંચ ઉંડો એકેકો જખમ હતો.'

## સદર અદાલતના ચૂકાદામાંથી

ક. ૧૦૭ : 'લાસના પંચનામાંમાં વર્ણવેલી ઇજાઓ દાક્તર સા.ના તે માટેના સરટીફીકેટથી જુદી રીતે છે. અને દેવસી વળી જુદું જ વર્ણન આપે છે. દેવસી માટે કહી શકાય કે તેણે પેલો ઘા થયો ત્યારે ધ્યાન રાખ્યું હોય. પણ પછીના પરચુરણ બીજા ઘા તેને લાંબે વખતે યાદ રહ્યા ના હોય તે સ્વાભાવિક છે. કાં તો તેણે બાકીના ઘા ધ્યાનપૂર્વક જોયા ના હોય અથવા તેને વિગતવાર ઇજાઓ યાદ નાં રહી હોય.

ક. ૧૦૮ : 'એક જ લાશ પંચોએ સવારમાં અને દાકતરે સાંજે જોઇ હતી.......છતાં કેટલીક વિગતોમાં પંચનામું અને દાકતરનું સરટીફીકેટ જુદાં પડે છે તે માટે એટલું જ કહી શકાય કે પંચવાળાએ Laymen તરીકે ઇજાઓ તપાસી હતી અને દાકતરે ગામમાં થયેલી ઉશ્કેરણીને પરિણામે ઉતાવળથી પોતાનું કામ ઉકેલી લીધું હોવું જોઇએ. એ ઇજાઓ સિવાય બીજા કોઇ કારણે મરનાર છોકરાનું મોત થયેલું છે તેવો બચાવ પક્ષ તરફથી આક્ષેપ નથી.

# જુનાગઢના હિન્દુઓની આશંકાઓ

## (૧)

'સોરાષ્ટ્ર'ના તંત્રીશ્રી,

આજે આપને મારે જે લખવું છે તે લખતાં મને સંકોચ થાય છે. હકિકત એવી છે કે આખી વસ્તુના ઉંડાણમાં ઉતરવાને અને તટસ્થતા જાળવવાને આપ જે પ્રયત્ન કરો છો તેની પ્રશંસા જરૂર કરીએ છીએ; પરંતુ હિન્દુ મુસ્લીમ અકય સાધવાના મહાત્માજીના પ્રયત્નમાં સામેલ રહેવાને આપ પણ ઉત્સુક હોઇને હિન્દુઓની સાચી ફરિયાદો પણ આપ જૂદી નજરે જુઓ છો. એટલે 'હિન્દુ જ્યોતિ'એ લખ્યું છે તે પ્રમાણે તમે હિન્દુઓને અન્યાય કરો છો, એમ અમને, અહીંના હિન્દુઓને લાગે છે. અમને આશા છે કે અમુક આદર્શોથી નહિ દોરાતાં વસ્તુસ્થિતિના સાચા રહસ્ય તરફ નજર રાખી તમારા જ પ્રાંતના હિન્દુઓને મદદ કરવાને તમે બનતું કરશો.

તમે કહો છો કે જુનાગઢ રાજ્ય ઉપર કોમી પક્ષપાતનો આરોપ મૂકવો એ બરાબર નથી. એના જવાબમાં અમે પૂછીએ છીએ કે જો એમ ન હોય તો તટસ્થ ન્યાયાધીશ નીમવામાં હજી સુધી જુનાગઢ રાજ્ય ઢીલ કેમ કરે છે ? એક ન્યાયાધીશની અદાલતમાંથી બીજા ન્યાયાધીશની અદાલતમાં કેસ મોકલવો અથવા ખાસ કેસમાં ખાસ ન્યાયાધીશ નીમવો એમાં બંધારણનો પ્રશ્ન કયાં આવ્યો ? એ તો ન્યાયની અદાલતનો સામાન્ય પ્રશ્ન છે. બ્રિટિશ હિન્દના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટો અને હાઇકોર્ટો રોજના ડઝન કેસો આ પ્રમાણે બદલે છે. હજુર કોર્ટના વડા તરીકે એ સત્તા અમારા દીવાન સાહેબ હસ્તક છે. પણ આપ આ બાજી ન સમજી શકો. નવો ન્યાયાધીશ એ આપશે. પણ કયારે આપશે ? કેસ ચલાવવાનો હશે તેને આગલે દહાડે આપશે. કેવો આપશે ? કાદરીથી યે બૂરો. અને પછી ? છેલ્લી ઘડી યે અમે શું કરીએ ? હજારોના ખર્ચે અમારા બેરિસ્ટર આવ્યા હોય; કેસ કાચી ઘડીમાં તૂટી જાય એવો હોઇને, તેમ કે નવો માણસ સામેના કારણે તે વખતે એકદમ જડે પણ નહિ તેથી, ન છૂટકે એ નવા માણસને સ્વીકારી લેવો પડે. એટલે દીવાન સાહેબનું ધાર્યું થાય; કાદરીને બદલ્યા કહેવાય; ન્યાય આપ્યો કહેવાય; અને છતાં યે હિન્દુ જનતા ઉપરનું વેર વ્યાજ સાથે એ લઇ શકે. એ પ્રકારની ચાલબાજી આજે અમારા દીવાન સાહેબ ચલાવી રહ્યા છે તમે નહિ માનો. પણ વાત આમ બનવાની છે અને પછી આખી હિન્દુ જનતા માથું કૂટીને રહેવાની છે. જો રાજ્યની દાનત સાચી જ હોય તો કાં અગાઉથી જ તટસ્થ માણસ નીમીને બધાનો વિશ્વાસ નથી મેળવતા ?

તમે કહેશો કે હિજરતની વાત ન કરવી, પણ અમારા દીવાન સાહેબની કોમી વલણ પછી આજે કે કાલે જુનાગઢના હિન્દુઓને હિજરત કર્યે જ છૂટકો છે.

લી. જુનાગઢી હિન્દુ

## (૨)

'સૌરાષ્ટ્ર'ના તંત્રીશ્રી,

નીચેના મુદ્દા હું જાહેરની જાણ માટે રજુ કરૂં છું, આ કેસ જ્યારે સેશન્સ કોર્ટમાં ચાલતો હતો ત્યારે ત્યાં મેં પૂરી હાજરી આપી છે અને પછી મેં વેરાવળ જઇ આવીને આ કેસની માહિતી મેળવી છે.

(૧) આ કેસમાં ડ. પો. સુપરી. મી. ડાયસની જુબાની સમૂળગી કેમ લેવામાં નથી આવી ? આ કેસની તપાસમાં મી. ડાયસની પૂરી હાજરી હતી છતાં તેને કેમ તપાસવામાં નથી આવ્યા !

(૨) નિર્દોષ બાળકનું ખૂન થયું છે તે હકિકત છે. પણ તે કેસમાં સંડોવાયલા કહેવાતા અપરાધીઓને કેટલો સંબંધ છે તે વિચારવા જેવું છે. જુનાગઢ, વેરાવળ કેશોદ વગેરે સ્થળે મજબૂત અફવા છે કે આ બાળકનું ખૂન કરવામાં તેના નજદીકનાં સગાંનો હાથ છે. જો હજીયે આ બાબત નિષ્પક્ષ તપાસ થાય તો અજવાળું પડે તેમ છે.

જુનાગઢ : તા. ૬-૪-'૩૧

લી. જુનાગઢવાસી.

## [જે જગ્યાએ કહેવાતું ખૂન થયું છે તે વંડી અને રસ્તાનો નકશો]







જીવરામ પુંજા
પડતર આંમણું છુટ જમીન
પટણી એમદ નથુ
ઓરડી
માઢોયું
મંદિર
ઝાડ
વંડી ઉંચી ફીટ ૮-૯
૧૨૬-૯
૧૧-૦
કુવો-અવાડો
કોટની રાંગ
લાશની જગ્યા
રસ્તો
રસ્તો
પાછલા ભામની વંડી







સૂચના:—
માપ ફીટનું છે.
☐ બારી.
▭ બારણાં.
■ લાશવાળી જગ્યા.
ઝાડ
ઝાડવાળો ભાગ સોનીનો વડો તથા મંદિર છે.

નોંધ : કેસના કાગળોમાં આપેલ નકશો સ્કેલ માપથી બનાવ્યો નથી એટલે એ નકશો અને 'સૌરાષ્ટ્ર'ના પ્રતિનિધિની સ્થાનિક જાત તપાસ એ બે ઉપરથી આ નકશો બનાવ્યો છે.